દેશભક્ત બાબુ મોતીલાલ ઘોષ: લેખક અને પ્રગટકર્તા: રા. ગુલાભાઇ બેલાભાઇ ચપટવાલા. સગરામપુરા હલદીઆ શેરી સુરત. મૂલ્ય. રૂ. ૦–૮–૦.

નીતિધર્મ અને સર્વોદય: લખનાર: મહાત્મા ગાંધી. પ્રગટકર્તા: ગાંડીવ સાહિત્ય મંદિર. કેળાંપીઠ સુરત. મૂલ્ય રૂ. ૦–૮–૦.

ટોલ્સ્ટાયકે સિદ્ધાંત: લેખક: રા. જનાર્દન ભટ્ટ, પ્રકાશક: પ્રતાપ પુસ્તકાલય. મૂલ્ય રૂ. ૧–૪–૦.

અકાલી–દર્શન પ્રકાશક: રા. શિવનારાયણ મિશ્ર. પ્રતાપ પુસ્તકાલય કાનપુર. મૂલ્ય રૂ. ૦-૧૨-૦

ગાંધીજીનું નવજીવન: પુસ્તક ૭ મું. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

વણાટશાસ્ત્ર ભાગ ૧ લો. લેખક અને પ્રકાશક રા. મગનલાલ ખુશાલચંદ ગાંધી, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. મૂલ્ય રૂ. ૧–૧૦–૦.

ઇસુનો અવતાર: પ્રકાશક, સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર, મૂલ્ય રૂ. ૦–૬–૦.

હીંદ કેમ પાયમાલ થયું? સંગ્રાહક રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૮–૦.

લોકમાન્યને શ્રદ્ધાંજલિ: પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૫–૦. સાહિત્યમાં ચિરસ્મરણીય રહે એવી આ શ્રદ્ધાંજલિઓ છે. એમાં જ્ઞાન હૃદય પ્રેમ અને પૂજ્યભાવની મીઠી સુગંધ છે.

પુનર્જન્મ યાને ભમાવેલો મખ્ખીચુસ. લેખક, રા. દ્વિજેંદ્રલાલ રોય. અનુવાદક, રા. કનૈયાલાલ ફકીરભાઇ મહેતા, ભરૂચ. મૂલ્ય–ભેટ.

મુકુલ: સંગ્રહકર્તા. સૌ. પ્રમિલા મહેતા તથા સૌ. સૌદામિની નીલકંઠ. પ્રકાશક: રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય. અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૮–૦.

સંશોધક: અધિપતિ અને માલેક: રા. ઇમામશાહ લાલશાહ બાનવા. કપડવંજ.

કેળવણીનું સાફલ્ય: લેખક: રા. મુળશંકર દયારામ શાસ્ત્રી. પ્રકાશક: રા. કાંતિલાલ ગોપાળજી ભટ્ટ. પીંડીઆ.

ઉદીચ્ય યુવક: તંત્રી રા. સુરજરામ મંછારામ ભટ્ટ. પ્રકાશક: રા. ગણપતિશંકર નારણજી દેશાઇ. કલ્યાણ મોતી ચાલ નં. ૨. ૧ લે માળે. કાંદાવાડી, મુંબઇ.

આટલું તો જાણજો: (બીજી આવૃત્તિ) ભાગ ૧ લો. લેખક: રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય. અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૬-૦.

સેવામંડળ–સુરત: (બીજા અને ત્રીજા વર્ષનો અહેવાલ) મંત્રીઓ: રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. તથા રા. દયાશંકર ભાઇશંકર શુકલ.

સ્વદેશ: અનુવાદક: રા. જુગતરામ દવે. મુદ્રક અને પ્રકાશક: રા. રામદાસ મોહનદાસ. ગાંધી. નવજીવન મુદ્રણાલય. અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૨–૦.




રચનાર :

રા. મનહરરામ હરિહરરામ મહેતા,

બી. એ. મંત્રી, સાહિત્ય સંસદ.

---

ચિત્રકાર

રા. ઇનાયત, એ. એમ.

**સાં**વરાએ ધુમ મચાવી, જગતને નાચ નચાવી.

ભારતવનની કૈંક—ગવીઆ, મનહર વેણુ વગાડી,<br>
શયનવશ પડી સુંદર બાળા તેને ઝમક જગાડી,<br>
મોહન મંત્ર સુણાવી.

બ્રહ્મભૂમિથી આવી રાધા, સોરઠથી શુભ શ્યામા,<br>
સનવજથી આવી શશિવદની, દક્ષિણ દેશથી રંભા,<br>
પ્રીત પ્રભુ પર લાવી.

મદ્રાસથી આવી મનિરાણી, મરાઠી મૃગનેણી,<br>
માલવ દેશથી આવી રામા જેની સુંદર વેણી,<br>
હૃદય પ્રેમે ઉભરાવી.

ગાય વસંત ચાગે ધર આતુર કર પકડી સહુ નારી,<br>
નૃત્ય કરે મહા ધુમનો ફંદો, ભરભર મારી પીચકારી,<br>
અતિવ ગુલાલ ઉડાડી.

રંગ તણી એ ધુન ઉડી તે, ગઇ ઉડી આકાશે,<br>
જોઇ જગત સહુ વિસ્મય થાતું, આ શું કૌતુક ભાસે,<br>
હોરી કેરી ઝમારી

## તંત્રીસ્થાનેથી

### એક પુણ્યસ્મરણ

ઇતિહાસમાં અમર રહી જનાર ૧૮મી માર્ચ થોડાજ દિવસ પર ગઇ. વર્ષ દિવસ પર તે તારીખે અમદાવાદની અદાલતમાં એ સ્પષ્ટ થયું કે સ્વાતન્ત્ર્યના એક અપૂર્વ મંત્રદ્રષ્ટાનું પુરાણું શાસકો હવે વધુ વખત સહી શકે તેમ નથી અંતમાં ગાંધીજીને છ વર્ષની ટીપ મરાઇ—એવી આશાથી કે તેમની ગેરહાજરી દરમ્યાન પ્રજાનો ઉત્સાહ મંદ પડે

અને એ ગણત્રી છેક ખોટી નથી પડી એમ ગયા બાર મહીનાનો ઇતિહાસ બતાવી રહ્યો છે

પરંતુ ખાદીપ્રચાર, ધારાસભાપ્રવેશ અવિનયભંગ વગેરે ગંભીર અને અટપટા પ્રશ્નોનું મૂલ્ય ઓછું આંકયા વિના પણ એટલું તો નિઃશંક કહી શકાય કે ગાંધીજીના જીવનનું રહસ્ય આ તાત્કાલિક ચર્ચાઓના ઉગ્ર વાતાવરણથી અસ્પૃષ્ટ રહીએ ત્યારેજ કંઇક સમજાય તેવું છે. એ પુરુષની ખરેખરી જોડ સંસ્કૃતિઓના અભ્યાસીને જડવી મુશ્કેલ છે. તેણે કૃષ્ણની જેમ કર્મયોગ પ્રબોધ્યો છે, બુદ્ધની જેમ અહિંસાનો મંત્ર આપ્યો છે, મેઝીનીની જેમ ધર્મસ્વાતન્ત્ર્યનો ધ્વજ ફરકાવ્યો છે ઇસુની જેમ આત્મસમર્પણ માગ્યું છે, લ્યુથરની જેમ ધનિકોની ધાક નીચે દબાઇ જતી છતાં સજીવ રહેલી અસ્મિતાની ચીનગારીને સંકોરી રાષ્ટ્રનો સર્વથા નાશ થતો થંભાવ્યો છે: 'આમ, અનેક મહાત્માઓની વિભૂતિનો સાથે વિધાતાએ આ એક મહાત્મા ઘડ્યો જણાય છે અને વળી જ્યારે એમ વિચારીએ છીએ કે દેશની આર્થિક અને સામાજિક ઉન્નતિ જેવા ઐહિક પ્રશ્નોને પણ તેણે વીસારે મૂક્યા નથી, ત્યારે આ મહાત્માઓના મહાત્માની અદ્વિતીયતા દૃષ્ટિ સમીપ પ્રત્યક્ષ તરી આવે છે

તે મુક્તાત્માને બંધનમોક્ષની આળપંપાળ નથી. જીવનભરની તપશ્ચર્યાએ તેને તો સ્થિતપ્રજ્ઞ સમી નિશ્ચલ શાંતિ ને અખંડ આત્માનંદ અપાવ્યાં છે છતાં પણ આપણા પોતાના આશ્વાસન માટે અને આપણી શિષ્યત્વની યોગ્યતા સાબીત કરવા માટે એ મહાત્માને બંધનમાંથી મુક્ત કરાવવા એજ આપણું તાત્કાલિક પરમ ધ્યેય હોવું જોઇએ અને તે આપણે જેટલી ત્વરાએ એ મહાપુરુષની ભાવનાઓ તથા હૃદયબલ આપણાં કરીશું તેટલી ત્વરાએ સિદ્ધ થશે એ નિઃશંક છે

### પ્રજાબંધુનો રૌપ્ય મહોત્સવ

અમદાવાદના સાપ્તાહિક પ્રજાબંધુને ગઇ તારીખ ૧લી માર્ચે પચ્ચીસ વર્ષ પુરાં થતાં એ પત્રે પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવ્યો. વાણીઆશાહી વૃત્તિને આધીન ન રહેતાં એ પત્ર પોતાનો મત નીડરતાથી અને નિશ્ચિન્ત-પણે જાહેર કરતું આવ્યું હોવાથી માનાર્હ થઈ પડ્યું છે. કંઇ કંઇ લોકોના દુઃખના નિવારણાર્થે એણે સતત પ્રયાસ કરી વિજય મેળવ્યા છે અને કંઇ કંઇ પ્રસંગે એણે સ્વતંત્રતાથી

સત્ય માર્ગે લોકમતને દોરવ્યો છે. તેથી આ શુભ પ્રસંગે આ પત્રને અમે અભિનંદન આપીએ છીએ. વિશેષ અમારી એવી માન્યતા છે કે હાલની સ્થિતિમાં ગુજરાતી સાપ્તાહિક જો વર્તમાનપત્ર અને માસિકના મિશ્રણરૂપે પ્રકટ થાય તો તે વિશેષ આકર્ષક બની તેનો પ્રચાર વિશાળ થાય. એટલા સારુ ભાઇબંધ પ્રજાબંધુને અમે વિનંતિ કરીશું કે જો તે પોતાનું કદ જે હાલ અમને જરા નાનું લાગે છે તે મોટું કરી સાંસ્કારિક દૃષ્ટિબિંદુથી લખાયલા લેખોને પણ અવારનવાર સ્થાન આપશે તો એની લોકપ્રિયતામાં વૃદ્ધિ થશે એટલુંજ નહીં પણ એનો પ્રચાર બહુ વિશાળ થઇ ગુજરાતમાં એ એક સત્તા સમાન થઇ પડશે. અંતમાં એ પત્રને અમે પુનઃ અભિનંદન આપી એની ઉત્તરોત્તર વૃદ્ધિ ઇચ્છીએ છીએ.

### ગુજરાત વિદ્યાપીઠના સંગીતમંદિરનો અભ્યાસક્રમ

અમે અમારા માર્ગશીર્ષના અંકમાં સંગીતના સંબંધી લખેલી નોંધને લઇને અમારા પર આચાર્ય ગીડવાણીનો પત્ર આવ્યો છે. એમાં સંગીતમંદિરનો અભ્યાસક્રમ પ્રસિદ્ધ કરવા અમને સૂચના કરવામાં આવી છે. તે સૂચનાનો સ્વીકાર કરી અમે એ ક્રમ જે વધુ સરળ ને સુવ્યવસ્થિત થવાની જરુર છે તે નીચે પ્રસિદ્ધ કરીએ છીએ.

#### સંગીતમંદિરનો અભ્યાસક્રમ.

**૧ લું વર્ષ—**

શાસ્ત્ર—( થીઅરી ) સપ્તસ્વર, અવરોહ, તથા સાદા સ્વરાલંકાર

પ્રત્યક્ષ પ્રદર્શન (પ્રેક્ટીસ) નીચેના રાગોની ચીજો સાદા તાન આલાપ સાથે

ભૂપ, કલ્યાણ, આસા, મારા, કૌશીઆ દેસ, સારંગ, ખમાજ, ઝીંઝોટી, કાફી, માઢ, આસાવરી પીલુ તથા ભૈરવી.

**૨ જું વર્ષ—**

શાસ્ત્ર—બધા સ્વરાલંકાર, ગ્રામ, શ્રુતિ મૂર્છના વી. નું જ્ઞાન.

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતા આવડવું જોઇએ.

દાદરા, ધુમાળી, કેરવા, એકતાલ, ત્રિતાલ ચૌતાલ, રૂપક, તેવરા જપતાલ, તર સુરફાકતા, દુપદો, તરાણા, અને તાનાલાપ ની સાથે નીચેના રાગની ચીજો.

હમીર, ગૌડસારંગ, બાગેશ્રી, શંકરા, સિંધુરા સોહની, કમોદ, કેદાર ભીમપલાસ, બીલાવલ

**૩ જું વર્ષ—**

શાસ્ત્ર—ચીજોનું સ્વરલેખન, (નોટેશન) અને ઉચ્ચતાનાલાપનું જ્ઞાન

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતાં આવડવું જોઇએ.

દીપચંદી, ધમાર, જુમરા, આડાચૌતાલ, પંજાબી.

નીચેના રાગોની ચીજો—

નટ, કાનડા, બિભાસ, પરજ, તોડી, લલત મુલતાની, હિંદોળ, ગૌંડ મલ્લાર, ધનાશ્રી. પુરબી, આડાણા, તથા કાલિંગડા.

**૪ થું વર્ષ—**

શાસ્ત્ર—ગમે તે ચીજોનું સ્વરલેખન તથા સારીગમ કરતાં આવડવું જોઇએ. જુદા જુદા રાગો વચ્ચેના ફરક પારખવો. સંપૂર્ણ તાનાલાપ સાથે ચીજ ગાવી.

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના રાગોના તાલ વગાડવા.

ભૈરવ, માલકંસ, કલ્યાણ, પુરીઆ, બહાર મલ્હાર, વસંત જેજેવંતી.

"ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં [illegible] નં. ૫૦ મૅરેજ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક